## ૮. મુર્ખ ઉંદર.

૧. એક નાના ઉંદરે કહ્યું, અરે મા જ્યારે હું આજે ફરવા ગયો ત્યારે મેં એક નાનું સુંદર ઘર જોયું જ્યાં હું ને તું રહી શકીએ.

૨. દીવાલ સુંદર નવા લાકડાની બનાવી છે. અગાડી બારણું છે અને છેક ઉંચે પાટીઆની જમીન પર છેક અંદરની બાજુએ કાંઇ સારી ચીજ છે.

૩. તે મુર્ખ નાના ઉંદરે કહ્યું અરે મા, ચાલો આપણે જઇએ. મહેરબાની કરીને ચાલો; ખરેખર હું ધારૂં છું કે ઘરની અંદર કેટલુંક પનીર લટકાવેલું છે.

૪. ઉંદરડીએ કહ્યું મારા વહાલા, અહિંઆ આપણે થોભીએ તો સારૂં મને ધાસ્તી લાગે છે કે તને જે સુંદર ઘર લાગે છે તે માત્ર કોળવાઇ છે.

૫. નાનો ઉંદર ચીડાવવા માંડયો ને આખો દહાડો તદ્દન શાંન્ત બેસી રહ્યો. તેણે પોતાની જાતને કહ્યું, જ્યારે મા બાજુએ થશે ત્યારે હું પણ ત્યાં જઇશ.

૬. જ્યારે સુવાનો વખત થયો ત્યારે ઉંદર નવા સુંદર ઘર પાસે ગયો, તે અંદર ગયો ને કોળવાઇમાં સપડાઇ ગયો.

## ૯. ચંદ્ર.

૧. સુર્ય દિવસના વખતમાં આપણને અજવાળું આપે છે, ચંદ્ર ને તારા આપણને રાત્રે અજવાળુ આપે છે. ચંદ્ર ને તારા આકાશમાં લટકાવેલા દીવા જેવા છે. આપણે તેને દિવસે જોઈ શકતા નથી. કેમકે સુર્ય ઘણો ચકચકિત છે.

૨. ચંદ્રને પોતાનું અજવાળું નથી, પણ સઘળું અજવાળું સૂર્ય તરફથી મેળવે છે. જો સૂર્ય આરસી કે તકતા ઉપર પ્રકાશે છે તો આરસી અજવાળાનું પરાવર્તન કરે છે તેથી ચંદ્ર આકાશમાં મોટી આરસી જેવો છે. સૂર્યનું અજવાળું પાછું ફેંકે છે કે પરાવર્તન પામે છે.

૩. કોઇ વખત આપણે ચંદ્રને તદ્દન ગોળ અને ઘણો ચકચકિત જોઇએ છીએ. ત્યારે પૂનેમનો ચંદ્ર કહેવાય છે. જ્યાંસુધી છેવટ તે દેખાતો બંધ થાય છે ત્યાં સુધી નાનો ને નાનો થતો જાય છે. આમ કરવામાં બે અઠવાડીયાં કે ચૌદ દિવસ કે એક પખવાડીઉં થાય છે.

૪. એકવાર ફરીથી આપણે તેને ઘણો નાનો દેખાતો જોઇએ છીએ. ત્યારે તે નવો ચંદ્રમા (બીજ) કહેવાય છે, જ્યાંસુધી એક પખવાડીઆમાં તે ફરીથી પૂર્ણ થાય છે ત્યાં સુધી તે મોટો ને મોટો થાય છે.

૫. આ રીતે અઠાવીશ દિવસ કે ચાર અઠવાડીયામાં એકવાર નવો ચંદ્ર થાય છે.

૬. આકારમાં ચંદ્ર એક દડા જેવો હોય છે. તે ઘણો મોટો છે પણ નાનો દેખાય છે કારણ કે તે ઘણોજ દુર છે. આપણી ને ચંદ્ર વચ્ચે હજારો માઇલ છે.

## ૧૦. કુતરો અને પડછાયો.

૧. એક કુતરો જેને માંસનો એક કટકો જડયો હતો તે પોતાના મોંહમાં ઘેર ખાવાને લઇ જતો હતો. જેવામાં એક પાટીઉં જે નાળા ઉપર પડેલું હતું તેના ઉપર થઇને જતો હતો તેવામાં પાણીમાં તેને જોવાનું બની આવ્યું.

૨. પાણીમાં નીચે તેણે પોતાનો પડછાયો જોયો; જે તેણે પોતે જોયો તે વિષે તે જાણતો નહોતો. તેણે વિચાર્યું કે એ બીજો કુતરો છે. તેના મોઢામાંનું માંસ મારે માટે હમણાં ચાલશે.

૩. તેથી તેણે તે માંસ તરફ તરાપ મારી જેને માટે તેણે ધાર્યું કે મેં તે જોયું, પણ જ્યારે તેણે આમ કર્યું ત્યારે તેણે પોતાનું જડબું ઉઘાડયું; તેને તેના મોંમાંથી તેનું ખાવાનું જતું રહ્યું, અને તેણે તેને પાણીમાં નીચે ડુબતું જોયું. તેને બહાર કાઢવાને તેણે ફોગટમાં પ્રયત્ન કર્યો. તેણે તે માંસ ફરીથી કદી જોયું નહિ.

૪. જે બીજાનું હોય તે ચોરવનો પ્રયત્ન કરતા નહિ. જો તેમ કરશો તો મારા ભાઈ તમારી પાસે જે હશે તે તમે ખોશો.

## ૧૧. આળસુ સિપાઈ.

૧. એક વકીલ સહવારના બધા વખત સુધી ઘર આગળ ઘણુ કામમાં હતો. તે કેટલાક કાગળ લખતો હતો. એ વાગતે તેણે સિપાઈ અહીંઆ આવ એમ બુમ પાડી, અહમદ સિપાઇએ સલામ કરીને જવાબ દીધો, સાહેબ આ રહ્યો. તેના શેઠે તેને કહ્યું કે આ પેટી ઓફીસમાં લઈ જા, એકદમ જા, ને વખત ગુમાવીશ નહિ. કલાર્ક રાહ જોતો હશે.

૨. જેવામાં તે સિપાઇએ પેટી લીધી ને ઘણુ નીચા વળીને બીજી સલામ કરીને કહ્યું સાહેબ આ ચાલ્યો, ને ચાલ્યો ગયો.

૩. ઓફીસ ઘેરથી બે માઇલ આઘી હતી ને તે દિવસે ઘણો તાપ પડતો હતો. જ્યાંસુધી સિપાઈ ઘર દેખાય એટલે દૂર ગયો ત્યાં સુધી ઝડપથી ચાલ્યો. પછી તે ઘણોજ ધીમો ચાલ્યો ને વારંવાર તે ઉભો રહેતો, જેવામાં તેને રસ્તાપર તેની સાથે વાત કરવાને એક મિત્ર મળ્યો.

૪. આખરે તે રસ્તાની બાજુએ કેટલીક છાંયડાવાળી ઝાડી પાસે તે આવી પહોંચ્યો. તેણે પોતાના મનમાં કહ્યું હું ધારૂં છું કે હું અહિંઆ જરા આરામ લઉં, આ પેટી ઘણી ભારે છે ને હું થાકી ગયો છું.

૫. તેથી ઝાડીની છાયા નીચે તે બેઠો. તેણે ધાર્યું કે આ ઘણી સુંદર અને ઠંડકવાળી જગ્યા છે. શા માટે હું જરા ઉંઘું નહિ ને પછી ચાલુ નહિ! દશ મીનિટ બસ છે.

૬. તેથી તે સુતો. પોતાના હાથનો તકીઓ કરીને તેપર માથું મુકયું ને તરતજ ઘસઘસાટ ઉંઘમાં પડયો. દશ મીનીટ, વીશ મીનીટ એક કલાક બે કલાક જતા રહ્યા. પછી એક કાગડો નીચે ઉડીને આવ્યો પેટી પર બેઠો ને તેપર ચાંચ મારવા લાગ્યો. પોતે તે ઉઘાડી શકતો નથી એવું માલમ પડવાથી તે કાગડાએ બીજા કાગડાને લાવીને તેને મદદ કરવાને કા કા કીધું. આ કાગડાના અવાજથી તે સિપાઇ જાગી

ઉઠયો તે કુદીને બેઠો થયો, બગાસું ખાધું, પેટી લીધી, ને ઓફીસ તરફ ચાલતો થયો.

૭ પણ પાંચ વાગી ગયા હતા. કલાર્કે પેટી લીધી, તે ઉઘાડીને પોતાના શેઠના હુકમ વાંચ્યા. કાગળોની નકલ કરીને તેને એકદમ દુરના કસ્બામાં મોકલી દેવા એવા હુકમ હતા. ટપાલ પાંચ વાગતે નીકળી જતો હતો અને ઘણી વાર થઇ ગઇ હતી. તે વકીલ પોતાનો દાવો હાર્યો કારણકે કાગળો વખતસર કસ્બામાં પહોચ્યાં નહિ.

## ૧૨. હોશિયાર જેક.

૧. હોશિયાર જેક દશ વરશનો હતો, તેની નાની બહેન નાન જે માત્ર નવ વરસની હતી તેને ખીજવવી એ ઘણું સારૂં છે એમ તેણે વિચાર્યું.

૨. બે નાની રોટલી હમણાંજ આવી હતી. તેથી હોશિયાર જેક પોતાની બહેન પાસે લઇ ગયો ને બુમ પાડીને કહ્યું, નાન જો, આ ત્રણ રોટલી !

૩. નાને કહ્યું, બે રોટલી ! જેકે કહ્યું, નહિ, ત્રણ. નાને કહ્યું, હું માત્ર બે જોઉં છું. જેકે કહ્યું તેનું કારણ એ કે તું છોકરી છે. હું તને તે સાબિત કરી આપીશ.

૪. જો આ એક સંખ્યા રહી. તે પ્રમાણે બીજી સંખ્યા બે ખરેખર હોવી જોઇએ. તું સારી રીતે જાણે તેમ એક ને બેનો સાથે સરવાળો કર્યો હોય તો ત્રણ થાય છે.

૫. પણ ગરીબ નાની નાન માત્ર બે જોઇ શકતી હતી તેથી તે રડવા મંડી, તેના બાપે સાંભળ્યું ને શું કારણ છે તે પુછવાને આવ્યા.

૬. જેક ઘણું મોટેથી હસ્યો ને તેના બાપને તેનું કારણ શું હતુ તે કહ્યું. તેના બાપે કહ્યું, શાબાશ મારા છોકરા, બેશક ત્રણ રોટલી છે.

૭. તેથી એક સંખ્યા નાનને માટે. બીજી સંખ્યા મારે માટે છે ને મારા નાના હોશિયાર છોકરા, તું ત્રીજી સંખ્યા આનંદથી ખાજે.

## ૧૩. ઝાડ.

૧. આપણે ઘણા દુર ચાલી આવ્યા છીએ. મને ઘણો થાક લાગ્યો છે. તું પણ થાકી ગયો હશે ? તાપ કેવો પડે છે ? મારાથી વધારે ચાલી શકાતું નથી. ચાલો આપણે બેસીએ ને આ ઝાડની નીચે આરામ લઇએ.

૨. અહિંઆ સુંદર ને ઠંડુ છે. સૂર્યનો તડકો આપણને પહોંચશે નહિ. કારણ કે ઝાડનાં ધીચ પાંતરાં તેને આવવા દેતા નથી. મારી પાસે મારા ગજવામાં થોડા મમરા છે. ચાલો આપણે તેમાંથી થોડા ખાઇએ. તમારે માટે થોડાક આ રહ્યા.

૩. આ કેવું જુનું સુંદર ઝાડ છે ? હું ધારૂં છું કે સો વરસનું હશે. થડ કેવું જાડું છે ? બધી બાજુએ કેટલે દુર ડાળીઓ પથરાઇ છે ? તે આપણને ઘરના છાપરાંની માફક ઢાંકી દે છે. ડાળીઓ વચમાંથી જાડાં થડથી ઉંચકાઇ રહી છે.

૪. પાંતરાં કેવાં સુંદર દેખાય છે ? હમણાં તે ચકચકિત ને લીલા છે. પણ થોડા વખતમાં તે પીળાં અને બદામી થઇ જશે. પછી તે તદ્દત સુકાઈ જશે ને જમીનપર પડી જશે. પાંતરાં માત્ર એક વરસ જીવતાં રહેશે. પછી તે ખરી પડશે ને તાજાં પાતરાં તેની જગ્યાએ ફુટી નીકળશે.

૫. શું ઝાડને કોઇ રીતે ખોરાક મળી શકે છે ?

૬. હા, તમે ઝાડના કેટલાક ભાગને જોઇ શકતા નથી તે જમીનમાં ઉંડા જાય છે. આ ભાગને ઝાડનાં મુળીઆં કહે છે. એક મોટું મુળીઉં હોય છે જેવી રીતે જમીન ઉપર થડને તેમાંથી નીકળેલી ઘણી ડાળીઓ હોય છે તેમ તેમાંથી નીકળેલાં ઘણાં નાનાં મુળીઆં હોય છે.

૭. આ મુળીઆં પૃથ્વીમાંથી ખોરાક ચુસી લે છે. ખોરાક ઝાડમાં જાય છે ને તેને મજબુત બનાવે છે.

૮. મુળીઆં પૃથ્વીમાંથી ઝાડને માટે ખોરાક મેળવે છે એટલુંજ નહિ પણ તે દોરડાં જેવાં હોય છે જે જમીનમાં ઝાડને મજબુત પકડી રાખે છે અને તેને પવનથી પડી જતાં બચાવે છે.

## ૧૪. સિંહ અને ઉંદર.

૧. એક ઉંદરે એક દિવસ સહેલ કરવા બહાર જવાથી સૂર્યના તડકામાં એક સિંહને ઉંઘતો પડેલો જોયો. તે તેની પીઠ ઉપર કુદતો ને તેની યાળમાં સંતાઇ જતો. તે તેના નાકપર વારંવાર કુદતો. એટલામાં તેણે તેની આંખ ઉઘાડી તેથી તે અચંબો પામ્યો ને બીજી વાત તેણે જે કરી તેનું જડબું ઉઘાડવાની ને તેના એક પંજાથી તેને મજબુત પકડવાની હતી.

૨. તે ગરીબ નાનો ઉંદર ધાસ્તીનો માર્યો લગભગ મરી ગયાં જેવો થયો, નદ્દન ધ્રુજતો થરથર કાંપતો બુમ પાડી ઉઠયો. ઓ રાજા માફ કરો અને મહેરબાની કરીને મારી આપો, અરે મારી જીંદગાની બચાવો, અરે મને જીવવા દો. મારે માત્ર થોડું રમવાની મરજી હતી, કદી ફરીથી તમારે આડે આવીશ નહિ ને કદાચ કોઇ દિવસ હું તમને મદદ કરીશ.

૩. તે મોટા સિંહ હસ્યો. તેણે કહ્યું કે આવું નાનું પ્રાણી સિંહને કદી બીલકુલ મદદ કરી શકે? પણ તેણે તેનો પંજો ઉઘાડયો અને તે દોડી ગયો ને દિવસના બાકીના ભાગ માટે તેના દરમાં ભરાઇ રહ્યો.

### ભાગ બીજો.

૪. એવું બન્યું કે પોતાના શીકારને માટે ફરતાં તે સિંહ એક દિવસ જાળમાં સપડાયો. જ્યારે તેને માલમ પડયું કે જાળ હું તોડી શકતો નથી ત્યારે જ્યાં સુધી તેણે જંગલ ધ્રુજાવી મુકયું ત્યાં સુધી તેણે ગર્જના કરી. શીકારીઓએ તેને ઝાડ સાથે બાંધ્યો ને જેટલું બની શકયું તેટલા જોરથી તેને મજબુત બાંધ્યો, તેઓએ વિચાર્યું કે બીજે દિવસે પોતાના ધણી રાજા પાસે તે પ્રાણીને બંધીવાન કરીને લઇ જઇશુ.

૫. પણ રાતમાં તેઓ ઉંઘતા હતા ત્યારે તેણે કોઈ પેટ ઘસડીને આવતું હોય તેના જેવો અવાજ સાંભળ્યો. અને પછી એક

નાનો ચહેરો ડોકીઆં કરતો આવ્યો અને એક નાનો નબળો ચું ચું કરતો અવાજ એવું કહેતાં સંભળાયો કે તે દીવસે તેં મારી જીંદગાની બચાવી હવે હું શું કરૂં છું તે તમે જોશો અને તે નાના ઉંદરે તે દોરડાને છેક આરપાર કાતરી નાંખ્યું અને હવે તેણે કહ્યું કદાચ તમે જોઇ શકશો કે નાના મિત્રો કેવા ઉપયોગી હોઈ શકે ?

## ૧૫. આપણા નોકરો.

૧. દાસ ને વેંકટ નામનો બે છોકરા એકજ નિશાળે જતા. વેંકટ એક પૈસાદાર માણુસનો છોકરો હતો ને મોટા ઘરમાં રહેતો, ને સોનાની કલ્લી પહેરતો. દાસ એક ગરીબ માણુસનો છોકરો હતો. તે એક નાના ઘરમાં રહેતો અને તેને મા કે બહેન ન હોવાથી તે પોતાના બાપને માટે ખોરાક રાંધતો.

૨. એક દિવસે જ્યારે નિશાળમાંથી છુટી મળી ને તેઓ તરતજ ઘેર જતા હતા તેવામાં વેંકટે દાસને કહ્યું કે દાસ તું એમ નથી ઇચ્છતો કે મારા જેવો પૈસાદાર થાઉં ? હું એક સુંદર ઘરમાં રહું છું ને મારે ત્રણ ચાકર છે. તે મારી તહેનાતમાં રહે છે. જે જે હું તેમને કહું છું તે તે તેઓ મારે માટે કરે છે.

૩. દાસે કહ્યું એ કાંઇ કામનું નહિ. મારે દશ ચાકર છે જે મારી તહેનાતમાં રહે છે ને મારા હુકમને તાબે થાય છે.

૪. વેંકટે કહ્યું અરે, શું તું કહે છે કે મારે દશ ચાકર છે ? તું કેવું જુઠું બોલે છે ? મેં ધાર્યું કે તું સાચા બોલો છોકરો છે. દરેક માણુસ જાણે છે કે તારે એક પણ ચાકર નથી.

૫. નિશાળના મહેતાજી પાસે ઉભા હતા. છોકરાએ જે કહ્યું તે તેણે સાંભળ્યું હતું. તે જાણતા હતા કે દાસ સારો છોકરો છે ને તે જુઠું બોલતો નહિ. તેથી તેણે બે છોકરાને બોલાવ્યા ને માયાળુ ભરેલી રીતે કહ્યું દાસ આમ કેમ ! શું કોઇએ તારા બાપને પૈસાની મોટી રકમ આપી છે ને તે હવે વેંકટના બાપ કરતાં વધારે પૈસાદાર છે ?

એમ જો ન હોય તો તારા બાપને દશ ચાકર કેમ હોઇ શકે ? અથવા તું રમુજમાં માત્ર પતરાજી કરે છે ?

૬. દાસ હસ્યો ને કહ્યું, ના સાહેબ હું સાચું કહું છું મારે દશ ચાકર છે જે મારા હુકમ માને છે. વેંકટના ચાકરો વારંવાર માનતા નથી. જ્યારે તેમની મરજી હોય ત્યારે તેને છોડીને જાય. તેઓ આળસુ થાય ને તેનું કામ બરાબર કરે નહિ. મારા ચાકરો તેના જેવા નથી. તેઓ મારૂં કહેલું કરવાને હંમેશાં તૈયાર હોય છે. મારા કોઈ પણ ચાકરે મેં તેને જે કરવાનું કહ્યું તે તેઓએ કર્યું નહિ એવું એક પણ વખત બન્યું નથી.

૭. પછી મહેતાજીએ કહ્યું આ ઘણી રમુજી વાત છે. પણ મહેરબાની કરીને તમારા ચાકરના નામ કહેશો. વેંકટે કહ્યું હા. તેઓના નામ કહો.

૮. દાસે કહ્યું મારા દશ ચાકર છે. તેમાંના બે પગ છે, બે મારા હાથ છે, બે મારા કાન છે, ને બે મારી આંખ છે. આ મળીને આઠ થાય છે. હવે મારૂં નાક ને મોઢું છે.

૯. જો મારી મરજી કોઈ ઠેકાણે જવાની થાય છે ત્યારે હું મારા પગને કહું છું કે મને ત્યાં લઈ જા. તરતજ તે તાબે થાય છે. મારે કોઇપણ ચીજ લેવી હોય તો હું મારા હાથને કહું છું કે તે મને આપો, અને મારા હાથ મારો વખત ગુમાવતા નથી. એક ક્ષણમાં તે પહોંચે ને મારે જે જોઇએ તે આપે છે. જો હું ભુખ્યો થાઉં તો મારા હાથ મારા મોંહમાં ખોરાક મુકે છે ને મારૂં મોઢું ખાય છે. જો મારે કાંઇ જોવાની ઇચ્છા થાય તો મારી આંખ મને એકદમ બતાવે છે. જો મારે સુંઘવાની મરજી થાય તો મારે માટે મારૂં નાક સુંઘે છે.

૧૦. આ દશ ચાકર હંમેશાં તૈયાર હોય છે. કોઈ પણ ચીજ કરવાને મારે તેને બે વાર કહેવાની જરૂર પડતી નથી. મારે તેને જગાડવા પડતા નથી ને એવું કહેવું પડતું નથી કે ઉઠો આ કરો ને તે કરો. વેંકટના ચાકરો જે જે કરે છે તે ચાકરો મારે માટે કરે છે.

૧૧. જ્યારે મહેતાજીએ એ સાંભળ્યું ત્યારે તે ઘણાં ખુશી થયાં. તેણે કહ્યું શાબાશ. દુનીઆમાં સૌથી સારા ચાકર તારે છે. જ્યાં સુધી તમે તેના પર ભરોસો રાખો છો ને ભાડુતી ચાકર પર રાખતા નથી ત્યાં સુધી મારા છોકરા દુનીઆમાં તારૂં ચાલશે ને સારૂં કરીશ.

## ૧૬. બિલાડીને ઘંટ બાંધવા વિષે.

૧. કેટલાક રમુજી નાના ઉંદર રમવાને દોડતા જતા હતા પણ એક ઘાતકી, બિલાડી રસ્તામાં પડી હતી. તેઓ ઘણા બહાર ગયા, તેઓ થોડા પાછા આવ્યા. તેઓ કાંઇ કરી શકે છે કે નહિ તે જોવાને તેઓ મળ્યા.

૨. તે આપણુને પકડે છે ને ખાય છે, તે દીલગીરી ભરેલું પ્રારબ્ધ છે. તે વહેલી કે મોડી આપણી પુંઠ પકડે છે. તે એટલી ધીમે આવે છે કે આપણે સાંભળી શકતા નથી. તે અવાજ કરતી નથી પણ વધારે પાસે ને વધારે પાસે પેટે ચાલીને આવે છે. ભયની ચેતવણી આપવાને તે આવે તેની આપણુને ચેતવણી આપવાને અને ઇજામાંથી આપણુને બચાવવાને શું વિચાર કરીએ.

૩. બિલાડીને અટકાવવાનો કોઇ રસ્તો શોધી કાઢવાને એક ઉંદરે આમ કહ્યું; બીજાએ તેમ કહ્યું આખરે એક નાના ઉંદરે કહ્યું આ બનાવને બંધ બેસતું કાંઇ કરવાને મેં વિચાર કર્યો છે. હું ધારૂં છું કે બિલાડીનાં ગળાની આસપાસ તેની હીલચાલને ખબર આપવાને એક નાનો ચકચકિત ઘંટ આપણે બાંધવો જોઇએ. જ્યારે તે હાલશે ત્યારે તે વાગશે ને ઘણીજ ખુલ્લી રીતે કહેશે કે આવે છે, આવે છે, રસ્તામાંથી દુર થાઓ.

૪. આપણે ઉંદરો સાંભળવાને ઘણા લાયક છીએ, આપણે વધારે વાર ધાસ્તીમાં રહેવું પડશે નહિ. આપણે સુખી થઇશું; રાજી રહેશું ને છુટા થઇશું. આપણા સઘળા દિવસ આનંદમાં જશે.

૫. ઉંદરોએ કહ્યું ઠીક ઠીક, તેઓમાંના દરેક એકમત થયાં, તે કરવું એ ઘણી ઉત્તમ વાત છે.

૬. પછી એક ડાહ્યો ઘરડો ઉંદર પોતાની જગ્યાએ ઉભો થયો ને ઘણાં ગંભિર ચહેરાથી ધીમેથી તેણે કહ્યું યુક્તિ સારી છે, તેનો હું વિચાર કરૂં છું પણ બિલાડીને ઘંટ બાંધવાનું કોણ માથે લેશે ?

૭. એક બીજા સામું જોયું. કોઇ પણ બોલ્યું ચાલ્યું નહિ ચુપકી ભયંકર હતી, કોઇ પણ એક શબ્દ બોલ્યું નહિ. પછી તે ઘરડા ઉંદરે કહ્યું શું કોઇ કરી શકતું નથી. બોલવું એ મુર્ખાઇ ભરેલું છે, એમ હું ધારૂં છું તમે ધારતા નથી.

## ૧૭. છોકરો ને ન્યાયાધિશ.

૧. રામુ આઠ વરસનો નાનો છોકરો હતો તે ઘણી સારી રીતે અંગ્રેજી બોલી શકતો હતો. તેનો બાપ એક અંગ્રેજ ન્યાયાધિશના હાથ નીચે કલાર્ક હતો. તે વારંવાર ન્યાયાધિશને મળવા જતો. એક સાંજે તે રામુને જોડે લઇ ગયો. ન્યાયાધિશ તેની સાથે ઘણી માયાથી બોલ્યો ને રામુને આનંદ થયો.

૨. ન્યાયાધિશે રામુના બાપને કહ્યું, તમારો છોકરો કેટલા વરસનો છે ? તેણે જવાબ આપ્યો, કે સાહેબ આવતી કાલે રામુ આઠ વરસનો થશે. ન્યાયાધિશે કહ્યું; કાલનો જન્મ દિવસ છે. આવતી કાલે એ મારી પાસે આવે ને મને મળે. હું સહવારમાં છ વાગતે ફરવા જાઉં છું તે વખતે એને મોકલજો. બાપે પૂછયું, કે હું એની સાથે આવું ? ન્યાયાધિશે કહ્યું ના, તેને એકલો આવવા દેજો.

૩. બીજે દિવસે રામુ બહુ વહેલો ઉઠયો ને ઘણી સંભાળથી કપડાં પહેર્યાં. પછી તે ન્યાયાધિશને ઘેર જવા નીકળ્યો. જ્યારે તે ત્યાં પહોંચ્યો ત્યારે તે દરવાજા બહાર ઉભો રહ્યો ને રાહ જોઇ રહ્યો. છ વાગતે ન્યાયાધિશ ફરવાને માટે બહાર આવ્યા. તેના એક હાથમાં ચોપડી ને બીજા હાથમાં ફરવા જવાની લાકડી હતી. જ્યારે તેણે રામુને જોયો ત્યારે તે ચુપચુપ ઉભા રહ્યા ને હસ્યા.

રામુ—સાહેબ, જતી વખતની સલામ (ગુડબાઇ)

ન્યાયાધિશ—રામુ, ગુડમોરનીંગ (સહવારની સલામ) હું તારી સાથે વાત કરૂં તે પહેલાં તું ચાલી જવા માંગે છે ?

રામુ—અરે સાહેબ ના, હું મળવા આવ્યો છું.

ન્યાયાધિશ—ત્યારે તું ગુડબાઇ કેમ કહે છે ?

રામુ—ગઇ કાલે જ્યાંરે હમે જતા હતા ત્યારે બાપાએ તમને ગુડબાઇ, સાહેબ, એમ કહ્યું, અને તમે પણ ગુડબાઇ કહ્યું. તેથી મેં ધાર્યું કે જ્યારે હું તમને મળું ત્યારે મારે ગુડબાઇ કહેવું જોઇએ.

ન્યાયાધિશ—મારા છોકરા, નહિ, નહિ, જ્યારે આપણે જતા રહીએ ત્યારે આપણે ગુડબાઈ કહીએ છીએ. તું જ્યારે કોઇને મળે ત્યારે તારે ગુડબાઇ કહેવું ન જોઇએ.

રામુ—સાહેબ, ગુડબાઇનો શો અર્થ થાય છે.

ન્યાયાધિશ—ગુડબાઇ—એ પ્રભુ તમારા પર મહેરબાન રહે એ કહેવાની ટુંકી રીત છે.

રામુ—તમે મને મહેરબાની કરીને કહેશો. સાહેબ ? જ્યારે હું તમને મળ્યો ત્યારે મારે શું કહેવું જોઇતું હતું ?

ન્યાયાધિશ—ગુડમોરનીંગ સાહેબ, એમ કહેવું જોઇતું હતુ.

રામુ—સાહેબ જો હું તમને બાર વાગતે મળવા આવું તો ત્યારે મારે શું કહેવુ ?

ન્યાયાધિશ—જો તું દિવસની વખતમાં દશને બારની વચમાં આસરે આવે ને આસરે બે વાગતે આવે ત્યારે તારે ગુડડે એમ કહેવું જોઇએ; જો તે વખત બપોર પછીનો હોય તો તારે ગુડ આફ્ટરનુન કહેવું જોઇએ.

રામુ—જ્યારે હું તમને મળવા આવું ત્યારે, સાહેબ, ગુડમોરનીંગ એમ કહેવું જોઇએ; જ્યારે હું જાઉં ત્યારે નહિ ?

ન્યાયાધિશ—અરે ના, જ્યારે તું આવે ને પાછો જાય ત્યારે. બંને વખતે તું ગુડમોરનીંગ સર એમ તું કહી શકે, અથવા તું જાય ત્યારે અથવા તમે જાઓ ત્યારે ગુડબાઈ એમ કહેવું. પણ જ્યારે તું કોઇને મળે ત્યારે ગુડબાઇ કહેવું નહીં.

રામુ—સાહેબ, મારે રાત્રે શું કહેવું.

ન્યાયાધિશ—તું જતો રહે ત્યારે ગુડનાઈટ સાહેબ અથવા ગુડબાઈ સાહેબ કહી શકે ને જ્યારે રાત્રે તું સુવા જાય ત્યારે તારા બાપ—મા ને ભાઇબહેનને ને બીજું કોઇ તારા ઘરમાં રહેતું હોય તેને ગુડનાઇટ એમ તારે કહેવું.

રામુ—જે દોસ્તદારને હું સારી રીતે ઓળખતો હોઉં તેને હું મળું તો મારે શું કહેવું જોઇએ.

ન્યાયાધિશ—તું ગુડમોરનીંગ, ગુડડે, કે ગુડઈવિનીંગ, કહી શકે અથવા તમને કેમ છે કે તમારી શા ખબર છે એમ તું કહે. પણ રામુ આજે તારો જન્મદીવસ છે. કેમ રામુ એમ છે કે નહિ? જો તારે માટે આ ચોપડી છે, જન્મદીવસની ભેટ તરીકે હું તને એ આપું છું ને ઇચ્છું છું. કે તને બીજી ઘણી વર્ષગાંઠ આવો.

રામુ—સાહેબ, આપનો આભાર માનું છું. તમે મને આ સુંદર ચોપડી આપી તેમાં ઘણી મહેરબાની થઇ. હું તે વાંચવાને પ્રયત્ન કરીશ.

ન્યાયાધિશ—રામુ એ ખરૂં છે. જો તું તદ્દન સમજી ન શકે તો તને મદદ કરવાને તારા બાપને કહેજે, તે ચોપડી વાર્તાથી ભરપુર છે.

રામુ—મહેરબાન સાહેબ, એક બીજો સવાલ હું તમને પુછું?

ન્યાયાધિશ—રામુ બેલાશક પુછ.

રામુ—સાહેબ, ઘણી સુખી વર્ષગાંઠ આવો એટલે શું?

ન્યાયાધિશ—રામુ, તે આપણા મિત્રને તેના જન્મદીવસે આપણે કહીએ તે છે. એનો અર્થ એ થાય છે કે તમે ઘણાં વર્ષ સુખી જીવો. આ વર્ષગાંઠ ઘણી વખત તમને આવો. તમે દરેક વખતે સુખી થાઓ. હવે હું ફરવાને જાઉં છું. તેથી તું ઘેર પાછો જા.

રામુ—સાહેબ, તમારો આભાર માનું છું, સાહેબ ગુડબાઇ.

## ૧૮. હોંશિયાર કાગડો.

૧. એક ઉનાળાના ગરમ દીવસે એક નાની કાગડીને પીવાને જરા પણ પાણી જડયું નહિ. ક્યાં જવું તે નાની કાગડીને ખબર નહોતી, તે શાંત રીતે બેઠી ને વિચાર કરવા માંડી.

૨. પછી તે એક ઝાડથી બીજે ઝાડે આમતેમ ઉડી, જ્યાં સુધી તે એક વાડી પાસે આવી ને ત્યાં જમીન ઉપર એક વાસણ હતું ત્યાં સુધી તે કોઇપણ ઠેકાણે પાણીનું ટીપું જોઇ શકી નહિ. તેણે વિચાર્યું અરે મને હવે પાણી જડયું છે.

૩. તળીએ પાણી સ્વચ્છ ને ચકચકતિ હતું; તે કાગડીએ વિચાર્યુ કે હું એ પાણી મેળવીશ. બીક રાખીશ નહિ. તેથી તે ડાળી પરથી કુદકો મારે છે ને નીચે ઉડીને આવે છે ને પોતાની તરસ મટાડવાને એરદમ પ્રયત્ન કરે છે.

૪. અફસોસ ! પાણી ઘણું નીચું છે. તણાઇ તણાઇને શરીર લાંબું કરીને પહોંચવું એ સઘળું ફોગટ છે તેથી તે પાણી સુધી પહોંચી શકી નહિ.

૫. પછી તેણે બુમ પાડીને કહ્યું હું તેને ઉંધો વાળીશ. ને મારા બધા જોરથી ધકકો મારીને પાડી નાંખીશ. તેણે પાડી નાંખવાનો ફોગટ પ્રયત્ન કર્યો ને પછી આખરે તે કામ છોડી દીધું.

૬. તેણે કહ્યું હું જોઉં છું કે એમ બની શકશે નહિ ને વાસણનું વજન ઘણુંજ છે. હું પ્રયત્ન કરવાનું જારી રાખીશ નહિ ને એમ છતા તરસ લાગવાથી મરી જાઉં છું.

૭. આખરે તેના નાના કાળા માથામાં એક વિચાર આવ્યો; તેણે કોકો કર્યું, તેની ખુશાલીમાં મોટેથી તેણે કોકો કર્યું; જેવાંમાં તેણે કહ્યું કે મને લાગે છે કે પાણીને હું પહોંચી શકતી નથી પણ પાણીને મારી પાસે ઉંચું લાવીશ.

૮. તેથી આ નાની ઘણી ડાહી કાગડી પોતાની ચાંચમાં કાંકરા લાવીને જ્યાં સુધી પાણી ને ઉપર આવતું જોયું ત્યાં સુધી તેને પાણીમાં નાંખ્યા.

૯. બરાબર છ કાંકરા વધારે ને તે કોર સુધી ચઢે છે ને હવે તે પીએ છે. આ પ્રમાણે ચાતુરાઇ ફાયદો કરે છે. જ્યાં જોર માત્ર નિષ્ફળ થાય છે ને ધીરજ ફતેહનો ડંકો બજાવે છે.

## ૧૯. નઠારી ભાષા વાપરવા સામે.

૧. રામ નામનો એક નાનો છોકરો દરરોજ નિશાળે જતો. તે આઠ વર્ષનો હતો ને તેના માબાપનો એકનો એક છોકરો હતો. જે માબાપ તેને ઘણું ચાહતા. એક દીવસે તેના શિક્ષકે તેના બાપને કહેવડાવ્યું કે તેણે નિશાળામાં ઘણી ખરાબ ચાલ ચલાવી છે.

૨. બીજે દીવસે સહવારે તેણે નાસ્તો ખાધો તે પછી અને જેવો તે નિશાળે પોતાના હાથમાં ચોપડી લઇને જતો હતો તે વખતે તેના બાપે તેને બુમ પાડીને કહ્યું રામ એક મીનીટ થોભ. મારે તને કાંઇ કહેવાનું છે.

૩. જ્યારે તેની માએ આ સાંભળ્યું ત્યારે તે આવી ને તેને શું કહે છે તે સાંભળવાને બારણાનાં પગથીઆં ઉપર નજદીક ઉભી. તેના બાપે કહ્યું, તારા મહેતાજી એમ કહે છે કે તું ગઇ કાલે ઘણી ખરાબ રીતે વર્ત્યો. આ સાંભળવાથી મને ઘણી દીલગીરી થાય છે. તે શું કર્યું ?

૪. રામે જવાબ આપ્યો મેં કાંઇ ખોટું કર્યું નથી. મેં ગોવિંદની ચોપડી પાટીઆંની જમીન ઉપર પાડી નાંખી અને તેણે મને ગાળ દીધી તેથી તેનાં બદલામાં મેં તેને ગાળ દીધી. તેણે ગડબડાટ કર્યો ને મને ગાળ દીધી મેં પણ એમજ કર્યું, બાપા, આ શું ખોટું હતું ? શિક્ષક, મારા ને ગોવીંદ બનેપર ગુસ્સે થયા.

૫. તેના બાપે જવાબ દીધો મારા વહાલા છોકરા, તેં ખોટુ કર્યું. મને કહેવામાં તારા શિક્ષક તદન ખરા છે. તારે કોઇને કદી ગાળ દેવી નહિ. એક સારો છોકરો બીજા જ્યારે તેને ગાળ દે છે તો પણ કદી ગાળ દેતો નથી. સારા છોકરાના મોંહમાંથી ગાળ નીકળવી જોઇએ નહિ. ખરાબ શબ્દ કચરા જેવા છે તેઓ તેને બગાડે છે. અરે ' મારા છોકરા, ફરીથી શબ્દ વાપરતો નહિ.

૬. તેની માએ કહ્યું એ સાચુ છે. માત્ર ખરાબ છોકરા ખરાબ શબ્દ વાપરે છે. તેં તારા બાપને ખરાબ શબ્દ વાપરતા કદી સાંભલ્યા

છે ? મારા વહાલા છોકરા તેં સાંભળ્યા છે ? એ તને જે કહે છે તેનાપર ધ્યાન આપ ને જેમ કહે છે તેમ કરજે.

૭. રામ સારો છોકરો હતો. તે તેના બાપ ને માને ચાહતો અને તેણે તેને રાજી રાખવાને ઇચ્છયું. તેણે કહ્યું બાપા, ખરાબ શબ્દ હું ફરીથી વાપરીશ નહિ ને તેણે તેનું વચન પાળ્યું.

## ૨૦. ઘાસની ગંજી માંહેલો કુતરો.

૧. એક ઘરડો બળદ જેણે આખો દીવસ સખત કામ કર્યું હતું. તે સાંજના ઘાસનું ભોજન કરવાને ઘેર આવ્યો. પણ જ્યારે તે ચાલીને આવ્યો ને પોતાના ગભાણમાં જોયું ત્યારે પોતાના ભોજન ઉપર એક અજાણ્યાને જોયો અને એક ગુસ્સા ભરેલા અવાજે બુમ પાડી બાઉવાઉવાઉ હું ઉંઘ લઉં છું તું હમણાં અત્રે આવી શકશે નહિ.

૨. પણ બળદે કહ્યું કુતરા, તું ઘાસ ખાઇ શકતો નથી. કુતરાએ કહ્યું હા, હા, તે હું જાણું છું, જતો રહે. હવા ગરમ છે. મારે સુવાની જરૂર છે; તું જોય છે તેમ હું આ રહ્યો ને અહિઆં હું રહીશ.

૩. તેણે બચકું ભરવા માંડયું. તેણે ઘુરકવા માંડયું ને લડવા માંડયું. તેથી તે બળદ, કુતરો કેવી રીતે કરડે છે તે સારી રીતે જાણતો હોવાથી ગોળ ફરીને ચુપકીથી ફરી ગયો ને ભુખ્યો ચાલ્યો ગયો ને તે દીવસે બીલકુલ ખાધું નહિ.

જે કોઈ આપમતલબીઓ હોય છે તે ગભાણમાંનો કુતરો કહેવડાવવાને ભયમાં રહે છે.

## ૨૧. લાભકારક સાટું.

૧. ગોપાળ–વેંકટ, તું મારી સાથે બજારમાં આવીશ ? હું થોડી મીઠાઇ લેવા જાઉં છું. હું તને થોડી આપીશ.

૨. વેંકટ–અરે હા, હું આવીશ. મીઠાઇ ખરીદવાને તારી પાસે કેટલા પૈસા છે.

૩. ગોપાળ—મારી પાસે બેઆની છે.

૪. વેંકટ—અરે, તું પૈસાદાર છે! એટલા બધા પૈસા તને ક્યાંથી મળ્યા?

૫. ગોપાળ—તું સોનીના છોકરા રંગુને ઓળખે છે જે આપણી નિશાળે આવે છે. મેં તેની સાથે સારૂં સાટું હમણાંજ કર્યું છે. મેં બે આનામાં મારો કનકવો વેચ્યો છે.

૬. વેંકટ—તેણે તને તે માટે એટલું બધું કેમ આપ્યું? તું જાણે છે કે તેં તેનો માત્ર એક આનો આપ્યો હતો રંગુ બે આનામાં બે નવા કનકવા લાવ્યો હોત

૭. ગોપાળ—હા, પણ તે તે જાણતો નહોતો. તે નાનો છે. તે કોઈપણ ચીજની કીંમત જાણતો નથી. મેં તેને કહ્યું કે મેં ચાર આનામાં તે કનકવો લીધો છે ને કહ્યું કે હું તને અડધી કીંમતે આપીશ તેના બે આના આપવાને તે બહુ રાજી હતો.

૮. વેંકટ—અને એ પ્રમાણે એક નાનો છોકરો જેણે તારા બોલવા પર ભરોસો રાખ્યો. તેને ચાર પૈસા માટે છેતરવાના હેતુથી તેં જુઠું કહ્યું અને આને તું લાભકારક સાટું કહે છે. જતો રહે! મને શરમ લાગે છે. હું એક જુઠા ઠગારાનો દોસ્તદાર થઈશ નહિ. હું તારી સાથે હવેથી બોલીશ નહિ અને રંગુને તેં કેવી રીતે ઠગ્યો છે તે હું કહીશ. હું તેને કહીશ કે તારે તેનો કદી ભરોસો કરવો નહિ.

૯. ગોપાળ—અરે વેંકટ, મને શરમમાં ન નાંખ હું મારી જાતે રંગુને કહીશ, ને હું તેને પૈસા પાછા આપીશ. મેં જુઠું કહ્યું તે માટે હું ઘણો દીલગીર છું.

૧૦. વેંકટ—બહુ સારૂં, ત્યારે હું હવે તારો દોસ્તદાર થઈશ, પણ રંગુ પાસે એકદમ જા ને તેને કહે કે હું ઘણો દીલગીર છું. તે નાના છોકરાને તેના પૈસા પાછા આપ. ગોપાળ તું કદી ભુલીશ નહિ કે માણસો જે સાચું બોલે છે તેને ચાહે છે. માણસો જુઠાનો ભરોસો

કરતા નથી. એક બે વખત તું જુઠું કહીને થોડો નફો કરશે, પણ જેવું માણસને માલમ પડશે કે તું જુઠો છે તેવું જો તું સાચું બોલતો હશે તોપણ કોઇપણ તારો ભરોસો કરશે નહિ.

## ૨૨. પવન અને સૂર્ય.

૧ પવને સુરજને કહ્યું હું તમારા કરતાં જબરો છું. સુરજે પવનને કહ્યું એ વાત સાચી હોવાનો મને શક રહે છે. પણ ચાલો આપણે અજમાવી જોઇએ, ને જોઇએ કે હું ને તું બેમાંથી એક પેલા મજબુત જુવાન માણસનો જાડો ડગલો ઉતરાવી શકીએ છીએ કે નહિ તે એક સારી મજાક થશે. જે કોઇ ફતેહ પામશે તે વધારે જોરાવર ગણાશે અને પછી તે બાબતનો ટંટો કદી કરવાની જરૂર રહેશે નહિ.

૨. પવને કહ્યું કેવી ગમત; તે હમણાં અમલમાં મુકવામાં આવશે; તેથી તેણે ફુંકવા માંડયું ને ફુંકવા માંડયું ને તેણે તે માણસને ઠંડોગાર કરી નાંખ્યો. તે માણસે કહ્યું મને મારા ગળામાં સખત સળેખમ થશે ને જેમ જેમ પવન ફુંકતો ગયો તેમ તેમ તે વધારે ઠંડો થતો ગયો ને તેણે પોતાના જાડા કાળા ડગલાના બોરીઆં વધારે તંગ બાંધ્યા.

૩. સુરજે કહ્યું ચાલો હવે હું ધારૂં છું કે મારો વારો છે. તું હમણાંજ જોશે કે તારે કાંઇ શીખવાનું છે. તોફાન થઈ રહ્યા પછી ધીમેથી ને શાંત રીતે ધીમો ને ગરમ સુરજનો તડકો આવ્યો. જ્યાં સુધી બધી હવા વાદળાવાળી હોય એવું દેખાયું ત્યાં સુધી કીરણો વધારે ને વધારે ગરમ પડતાં ગયાં. તે માણસે કહ્યું અરે! હું શું કરૂં, મને ઘણી ગરમી લાગે છે. એવામાં તેના ચહેરા પર મોટા રેલા ઉતરવા માંડયા ત્યારે તેણે પોતાનો ડગલો ઉતારી નાંખ્યો, કારણ કે તે સહન કરી શકતો નહોતો. તે તેને ઘેર લઇ ગયો કેમકે તે પહેરી શકતો નહોતો.

સુરજને પવનને કહ્યું તેં મારાપર જીત મેળવી છે. હું જોઉં છું કે તું મારા કરતાં ઘણોજ મજબુત છે.

## ૨૩. કાગળ લખવા વિષે.

બાપ—ગોવીંદ, તું શું કરે છે?

ગોવીંદ—બાપા, હું કાગળ લખું છું.

બાપ—અડધો કલાક થયા ટેબલ આગળ તું બેસી રહ્યો છે. તારો કાગળ લગભગ પુરો થવા આવ્યો કે?

ગોવીંદ—ના બાપા, મેં હજી પુરો કર્યો નથી.

બાપા—મને તારો કાગળ જોવા દે અરે, તેં તો હજી શરૂ જ કર્યો નથી!

ગોવીંદ—બાપા, કાગળ કેમ લખવો તે હું જાણતો નથી. કેશવને કાગળ આજે લખવાનું વચન આપ્યું છે. મેં વારંવાર પ્રયત્ન કર્યો છે પણ શું લખવું તે હું જાણતો નથી.

બાપ—જો કેશવ અહિંઆ હોત તો તું તેની સાથે વાત કરી શકત. તું કરી શકત નહિ? શું કહેવું તે તું જાણત. તારે અડધા કલાક સુધી શાંત બેસી રહેવું જોઇએ નહિ, ને કાંઇ લખવું ન જોઇએ?

ગોવીંદ—અરે ના બાપા, કોઇ સાથે વાત કરવી સહેલી છે પણ લખવું ઘણું અઘરું છે

બાપ-ઠીક, મારા છોકરા, કાગળ કેમ લખવો તે હું તને કહીશ. એમ ધાર કે કેશવ તારા મોં આગળ અહિંઆ ઉભો છે. જાણે તે અહિંઆ હોય તેમ તું તેને જે જે કહેતો હોય તો લખી લે. જ્યારે જ્યારે તું કોઇને લખે ત્યારે ત્યારે આમ કરજે. જાણે માણસ તારી પાસે ઉભો હોય તેને તું કહેતો હોય તેમ લખ.

બાપ—કોઇપણ કાગળ કેમ શરૂ કરવો તે હું તને કહીશ. જો તું મારા પર, તારી માપર, તારા કાકાપર કે તારી કાકીપર લખતો હોય તો આ રીતે શરૂ કર, મારા વહાલા પિતા, મારી વહાલી મા, મારા વહાલા કાકા કે મારી વહાલી કાકી, અમારી સાથે બોલવાની આ રીત છે ને એજ રીત તું લખ.

જ્યારે તું તારી બ્હેન સીતાને, તારા ભાઇ રામુને કે તારા પિત્રાઇ ભાઈ વીઠુને લખતો હોય ત્યારે મારી વહાલી સીતા અથવા મારી વહાલી બ્હેન એમ લખવાનું શરૂ કરવું. તું તારા ભાઇને મારો વહાલો રામુ કે મારા વહાલા ભાઈ એમ લખી શકે ને તારા પિત્રાઇ ભાઇ વીઠુને લખતાં મારા વહાલા વીઠુ અથવા મારા વહાલા પિત્રાઈ ભાઇ એમ શરૂ કરવું.

જ્યારે તું નિશાળમાં તારા મ્હેતાજી સાથે બોલતો હોય ત્યારે તારે તેને સાહેબ કહીને બોલાવવા અને જ્યારે તું કોઇ અજાણ્યા માણસ સાથે અથવા કોઇ માણસ જેને તું ઓળખતો નથી તેની સાથે બોલતો હોય તો તારે સાહેબ એમ કહેવું જોઇએ.

એજ પ્રમાણે તું તારા મ્હેતાજીને અથવા કોઈ અજાણ્યા માણસને લખતો હોય ત્યારે મારા વહાલા સાહેબ અથવા વહાલા સાહેબ એવી રીતે કાગળ શરૂ કરવો.

જો તું કોઈ બીજો છોકરો જે કેશવના જેવો તારો મિત્ર હોય તેને લખતો હોય તો તું તેનું નામ દઇને બોલાવજે ને મારા વહાલા કેશવ, અથવા મારા વહાલા મિત્ર એમ શરૂ કરજે.

ગોવીંદ–ને બાપા મારે કાગળ કેવી રીતે પુરો કરવો.

બાપા–તારે તારો કાગળ આ રીતે પુરો કરવો જોઇએ.

તારા બાપને અથવા માને

હું છું

તમારો વહાલો છોકરો.

તારાં કાકા કાકીને

હું છું

તમારો વહાલો ભત્રિજો.

તારા પિત્રાઈ ભાઇને

હું છુ

તમારો પિત્રાઇ ભાઈ.

તારા ભાઇને અથવા બ્હેનને

હું છું

તમારો વહાલો ભાઇ.

જે મિત્રને તું સારી રીતે ઓળખતો હોય તેને.

હું છું

તમારા ખરા દિલવાળો મિત્ર.

અથવા હું છું

તમારો નિષ્કપટ મિત્ર.

અજાણ્યાને

હું છું.

તમારો નિમકહલાલ મિત્ર.

તારા મહેતાજીને

હું છું

તમારો તાબેદાર શિષ્ય.

## ૨૪. મરજીથી કામ કરો.

૧. છોકરાઓ, જ્યારે તમારે કામ કરવાનું હોય ત્યારે મરજીથી કરો. છોકરાઓ, જેણે ટોચે ચઢવું હોય તેણે પહેલાં ટેકરી પર ચઢવું જોઇએ.

૨. છોકરાઓ, તળેટી આગળ ઉભા રહીને આકાશ તરફ જોઇને જો તમે કદી પ્રયત્ન નહિ કરો તો તમે ઉપર કેમ ચઢી શકશો ?

## ૨૫. ભલી રાણી વિક્ટોરિઆ.

૧. રાણી વિકટોરીઆ એક મહાન રાણી હતી તે વળી ઘણી ભલી સ્ત્રી હતી.

૨. જયારે વિકટોરીઆ એક નાની છોકરી હતી ત્યારે તે જાણતી નહોતી કે હું એક દિવસ ગ્રેટ બ્રિટન ને આયર્લાંડની રાણી થઇશ. તે વખતે ચોથો વિલિઅમ રાજા હતો ને તે વિકટોરીઆનો કાકો હતો. તેને કોઇ છોકરાં નહોતાં.

૩. તેના દોસ્તદારો જાણતા હતા કે જો કે તે જીવશે તો તે રાણી થશે. પણ બાર વરસની થઈ ત્યાંસુધી તે જાણતી નહોતી.

૪. પછી એક દિવસ તે ઇતિહાસ વિષે પોતાનો પાઠ શીખતી હતી ત્યારે તેની માએ તેને કહ્યું કે જ્યારે ચોથો વિલિઅમ મરી જશે ત્યારે તું રાણી થશે.

૫. જ્યારે નાની શાહજાદીએ કહ્યું કે મા, તે જે મને કહ્યું તેથી મને બીક લાગે છે. ત્યારે તેની ભુરી આંખ આંસુથી ભરાઈ ગઇ. પણ હું મારી ફરજ અદા કરવાને પ્રયત્ન કરીશ. ને હું ભલી થઇશ.

૬. તે દીવસથી તે નાની શાહજાદી પોતાને પાઠ શીખતી ને રાણી થવાને લાયક બનવાને તેનાથી બન્યું તેટલું સઘળું તેણે કર્યું.

૭. વરસો વહી ગયા, ને શાહજાદી વિકટોરીઆ અરાઢ વરસની થઇ ત્યારે તેનો કાકો ચોથો વિલિઅમ રાજા મરી ગયો. વિકટોરીઆ જે તે વખતે લંડનમાં એક મહેલમાં રહેતી હતી તેને ખબર પહોંચાડવાને બે ગૃહસ્થ માણસોને સહવારનાં પહોરમાં ઘણાં વહેલાં મોકલવામાં આવ્યા.

૮. જ્યારે તે બે ગૃહસ્થો મહેલમાં આવ્યા ત્યારે તેને કહેવામાં આવ્યું કે શાહજાદી વિકટોરીઆ ઉંઘે છે. એમ છતાં તરતજ શાહજાદી તેમને મળવાને નીચે આવી.

૯. વિકટોરીઆને તેના કાકાના મોત વિષે કહેવામાં આવ્યું ત્યારે તેની આંખમાં આંસુ આવ્યાં. હવે તેને ખબર પડી કે હું રાણી થઇ છું ને મારે મોટું કામ કરવાનું છે.

૧૦. એક વરસ કરતાં વધારે વખત પછી વિકટોરીઆ રાણીનો વેસ્ટમિનિસ્ટર એબીમાં મોટા ઠાઠમાઠથી રાજ્યાભિષેક કરવામાં આવ્યો. આ લંડનમાં મોટું દેવળ છે. તેમાં ઇંગલંડના રાજારાણીને હંમેશાં રાજ્યાભિષેક કરવામાં આવે છે. જ્યારે તેના માથાપર મુગટ મુકવામાં આવ્યો ત્યારે મોટા અમીરો અગાડી આવ્યા ને તેની અગાડી ઘુંટણીએ પડયા ને તેના હાથને ચુંબન કર્યું.

૧૧. પછી આ મોટા દેવળમાં બધા લોકો ઉભા થયા ને ઈશ્વર રાણીનું રક્ષણ કરો એ ગીત ગાયું. વિકટોરીઆ ત્રેસેઠ કરતાં વધારે વર્ષ સુધી રાણી રહી હતી. આટલા બધા વર્ષ દરમ્યાન તેણે પોતાની ફરજ અદા કરી. તેણે પોતાની રૈયતપર રાજ્ય કરવાનો એવો પ્રયત્ન કર્યો કે જેથી તેઓ ભલા અને સુખી થાય.

૧૨. વિકટોરીઆ રાણી ઉપર ઘણાં સંતાપો ને દીલગીરી ભરેલા બનાવો આવ્યાં. તેનો ધણી જેને તે ઘણીજ ચાહનાથી ચાહતી હતી તે મરી ગયો ને તેનાં કેટલાંક છોકરાં નાનપણમાં મરી ગયાં. તેના રાજ્ય અમલમાં ઘણાં યુદ્ધ થયાં અને તેથી તેને ઘણી દીલગીરી થઇ.

૧૩. પણ તેના આખા રાજ્ય અમલમાં ભલા થવાનું તે પોતાની ફરજ બજાવવાનું પહેલું વચન તેણે પાળ્યું. તે ૧૯૦૧માં ઇંગ્લાંડના બીજા કોઈ પણ રાજા રાણી કરતાં વધારે વખત સુધી રાજ્ય કરીને મરી ગઈ. તેની સઘળી રૈયતે તેને માટે શોક કર્યો કારણ કે તે ભલી માત(. ચાહનારી સ્ત્રી અને સાચી રાણી હતી.

## ૨૬. ઊંટ.

૧. ઊંટ રણ કહેવાતા ગરમ દેશમાં રહે છે.

૨. કેટલાક ઊંટને એક ખૂંધ કહેવાતો મોટો ગઠ્ઠો હોય છે ને કેટલાકને બે હાથ હોય છે.

૩. ઊંટ મજબુત હોય છે અને માણસોને લઇ જવા ને ગરમ રેતીવાળા મેદાનમાં થઇને ચીજો લાવવાને માટે ઘણું ઉપયોગી છે. ત્યાં એટલી ગરમી હોય છે કે કોઇપણ ઘોડો કે કોઇપણ બીજું પ્રાણી આ કામ કરી શકે નહિ. તેના પગ પહોળા નરમ ને ચપટા હોય છે જેથી કરીને તે રેતીમાં પેસી જતા નથી.

૪. જે માણસો ગરમ મેદાનમાં થઇને જાય છે તેને વારંવાર પાણી શોધવાને ઘણે દૂર જવું પડે છે. ગરમ સુરજ મેદાનને સુકવી

નાંખે છે ને તળાવ કે કુવા જે ઘણાં માઇલ દુર હોય છે ત્યાંજ પાણી માલમ પડે છે.

૫. ઘણે દુરથી ઉંટને પાણીની ગંધ આવે છે ને તે ત્યાં પહોંચે ત્યાં સુધી તે ચાલ્યા કરેછે. પછી તેને પીવાનું સારૂં પાણી મળે છે. તેનો સ્વાર પણ નીચે ઉતરે છે ને તેવીજ રીતે સારૂં પાણી મેળવે છે ને પાણીની મસક ભરી લે છે.

૬. રેતીવાળા મેદાન ઉપર થઇને ઉંટ જાય છે તે પહેલાં તે પુષ્કળ પાણી પીએ છે જેથી કરીને તે કુવા ઘણે દુર હોય ત્યારે લાંબા વખત સુધી પાણી પીધા વગર તે જીવી શકે છે.

૭. રણનાં મોટાં મેદાન હોય છે ત્યાં રેતી વગર બીજું કાંઈ દેખાતું નથી. તેમાં કોઇ ઘોડા, ઝાડ, ગામડાં કે રસ્તા હોતા નથી. તે સમુદ્ર જેવા દેખાય છે જ્યાં પાણીને બદલે રેતી હોય છે માણસો વહાણમાં બેસીને સમુદ્ર ઓળગે છે અને ઉંટ માણસને એટલું ઉપયોગી હોય છે ને સુકી રેતીવાળાં મેદાન ઉપર થઇને તેને લઇ જાય છે, તેથી તે રણનું વહાણ કહેવાય છે.

૮. માણસ અને સામાનને લઇ જતાં ઉંટની લાંબી હારને વણજાર કહે છે.

## ૨૭. હાથી વિષે

૧. જે પ્રાણી જમીન ઉપર રહે છે તેમાં હાથી સૌથી મોટું પ્રાણી છે. તમે એવું એક પ્રાણી જોયું છે? હાથીનું ચીત્ર જુઓ.

૨. તેને એક મોટી સુંઢ હોયછે. તે પાંચ છ ફુટ લાંબી હોય છે તે તેના માથાની અગાડીના ભાંગમાં લટકે છે. સુંઢને છેડે તેને એક જાતનો હોઠ છે જે વીંટળાય જાય છે. તે વતી હાથી દરેક ચીજ ઉંચકી શકે છે જમીન પર પડેલી બે આની પણ તે ઉપાડી લઇ શકે છે.

૩. હાથી પોતાની સુંઢ વતી ખય છે. તે પોતાનો ખોરાક તેના વડે ઉંચકી શકે છે ને ખોરાકને પોતાના મોંમાં મુકે છે, તે પોતાની

સુંઢવતી વળી પાણી પીએ છે. તે તેને પાણીથી ભરેછે પછી તેનો છેડો પોતાના મોંમાં મુકે છે ને પાણીને પોતાના ગળામાં રેડે છે.

૪. નર હાથીને બે લાંબા દંતુશુળ હોય છે. તે ત્રણ ચાર ફુટ લાંબા હોય છે, તે ઘણા લીસાં ને કઠણ હોય છે. તે વડે તે ઝાડ ખોદી કાઢી શકે છે અથવા વાઘને મારી નાંખી શકે છે.

૫. હાથી ઘણા મજબુત હોય છે. જ્યારે પાળવામાં આવે છે ત્યારે તે માણસને માટે કામ કરે છે હીંદુસ્તાન ને બ્રહ્મદેશમાં તેઓ સાગના લાકડાની વખારમાં કામ કરે છે ને સાગનાં લાકડાં તથા બીજા ભારે વજન ઉંચકી શકે છે ને લઇ જઇ શકે છે.

૬. હાથી પોતાના દંતુશુળ પર લાકડાનું ઢીમચું જે ચાર પાંચ માણુસ ખસેડી શકતા નથી. તે લઇ જાય છે. તે પોતાની પીઠ પર પાંચ છ માણુસ ઉપાડી જાય છે.

૭. તેની તપાસ રાખવાને, તેને ખવડાવવાને ને તેને હાંકવાને એક માવધ હોય છે. માવધ તેને પોતાની મરજી પ્રમાણે ઉભો કરી શકે છે અથવા નીચે બેસાડી શકે છે, ચલાવી શકે છે, સ્થિર ઉભો રાખી શકે છે. તે તેના માવધને તાબે રહે છે.

૮. જંગલી હાથી જંગલમાં રહે છે. હીંદુસ્તાન ને બ્રહ્મદેશના જંગલોમાં ઘણા જંગલી હાથી હોય છે. ટેકરી પાસેના ધીચ જંગલોમાં કોઇવાર તમે એક ટોળામાં સાઠ જેટલા જોઇ શકશો.

૯. જંગલી હાલતમાં હાથી વાંસ ને ઝાડનાં પાંતરા ખાઇને રહે છે. જંગલી હાથીને પકડવામાં આવે છે ને પાળવામાં આવે છે.

## ૨૮ હીરા.

૧. એક વખત હીરા નામનો પાળેલો હાથી હતો. તે દેશમાં સૌથી સુંદર હાથી હતો. તેનો ધણી રાજા તેને માટે ઘણો મગરૂર હતો તે કહ્યાગરો, બહાદુર ને નમ્ર હતો. તે લડાઇમાં રાજાનો

વાવટો લઇ જતો. તેને પીઠ ઉપર એક હોદ્દા કે બેઠક હતી તેમાં બે ત્રણ માણસો બેસતા.

૨. તેનો માવધ તેની સાથે કદી ગેરવર્તણુક ચલાવતો નહિ. ને માવધના છોકરાં ધાસ્તી વગર તેની સાથે રમતાં. હીરો, માવધ અને તેનાં છોકરાં ચાહતો અને તેના વગર કોઇનું કહ્યું માનતો નહિ.

૩. એક દીવસ લડાઇમાં હીરાનો માવધ મરાયો. એક તીર તેને વાગ્યું તેથી તે મરી ગયો ને તે નીચે પડયો, હોદ્દામાંના માણસો પણ મારી ગયા. તે વખતે રાજાનું લશ્કર નાશવા લાગ્યું પણ હીરાના માવધે પોતે મરી ગયો તે પહેલાં તેને ત્યાંથી નહિ ખસવાને કહ્યું હતું.

૪ હીરો જાણતો નહોતો કે મારો માવધ મરી ગયો છે તથા તેણે બીજો હુકમ સાંભળવાની રાહ ધીરજથી જોઇ. તરતજ એક તીર તેને વાગ્યું છતાં પણ તે ખસ્યો નહિ. તે તેનાપર ફરકતા રાજાના વાવટા સહિત દૃઢ ઉભો રહ્યો. ચિત્રમાં તેને ઉભો રહેલો ને હવામાં ઉડતાં તીરો તમે જુઓ. માણસો તેની આસપાસ બધે લડે છે.

૫ રાજાના સિપાઇએ લડાઇમાં હજી સુધી ઉડતો વાવટો જોયો એ દેખાવથી તેમને આનંદ થયો અને તેઓ વધારે બહાદુરીથી લડવા મંડયા. એક બુમથી તેઓ દુશ્મન ઉપર ધસ્યા ને રણક્ષેત્રમાંથી દુશ્મનને મારી હથાવ્યા.

૬. પણ હજુ સુધી હીરો ખસ્યો નહિ. તેને એમ કોઇ કરાવી શક્યું નહિ આખરે કેઇએ કહ્યું માવધના નાના છોકરાને બોલાવો. કદાચ હીરો તેનું કહેલું સાંભળશે, તેથી તેઓ નાના છોકરાને લાવ્યા જે માત્ર નવ વરસનો હતો.

૬. તે નાના છોકરાએ હીરાને ધુંટણીએ પડવાનું કહ્યું. હીરાએ તેનો અવાજ જાણ્યો ને એકદમ તાબે થયો પછી તે નાનો છોકરો તેની ગરદન ઉપર ચઢી બેઠો ને તેને ઘેર હાંકી ગયો.

૮. હીરો માત્ર એક પ્રાણી હતો. તોપણ હુકમ નહિ માનવા કરતા મરવાનું તે વધારે પસંદ કરતો. તેની બહાદુરીથી ને કહ્યાગરોપણાથી તેણે રાજાને માટે લડાઈ જીતી.

## ૨૯. બળદ ને દેડકો.

૧. એક બદામી રંગનો દેડકો છેક સહવારના પહોરમાં વહેલો પોતાના તળાવમાંથી કુદતો કુદતો બહાર આવ્યો. તે કુદતો ચાલ્યો ને કીનારાથી ઘણે દુર ગયો તે વખતે મળસકું થતું થતું.

૨. તે ઘણે દુર ગયો નહિ એટલામાં એકદમ તે ઉભો રહ્યો. તે મોટી ધાસ્તીમાં પાછો ફર્યો કે રખેને તેને હરકત આવે તેથી ઉતાવળમાં તે પોતાના તળાવમાં કુદતો પાછો આવ્યો.

૩. તેનો બાપ એક ઘરડો દેડકો, જેણે તેને જતાં જોયો હતો. તેણે કહ્યું મારા છોકરા, અરે શું થયું છે, તું માંદો થયો છે કે બીક લાગી છે કે તું ગાંડો થયો છે? તું શા માટે આટલો બધો ધ્રુજે છે?

૪. અરે બાપા, ચાલો આપણે નાશી જઈએ. પાસે એક રાક્ષસ, છે. તે નાના દેડકાએ કહ્યું, તે આપણને ખાઈ જશે, તે ઘર જેવડો મોટો છે. તેના માથાપર શીંગડાં છે, તેની ગરદન છેક ધોળી છે. તેની પીઠ તદન રાતી છે, ને તેની પુંછડી માટે પૂછતા હો તો મેં જ્યારે તેની લંબાઈ જોઇને તેના જોર વિષે વિચાર કર્યો ત્યારે હું ધોળો પુણી જેવો થઈ ગયો.

૫. છીટ, છીટ, મોટા દેડકાએ કહ્યું, મારા વહાલા છોકરા એ તો બળદજ છે, તે ગરીબ ને નમ્ર છે, તે આપણને કાંઈ હરકત કરશે નહિ. તે દેડકાને ખાતો નથી. તે કુતરાની માફક ભસતો પણ નથી કે કરડી ખાતો પણ નથી.

૬. તે ઉંચો છે એ ખરૂં છે, અને તેનાં શીંગડાંને તેની પુંછડી જોવામાં બેલાશક ઘણાં દબદબાવાળાં છે. મગરૂર ઘરડા દેડકાએ કહ્યું, પણ હું ધારૂં છું કે સઘળું જોતાં હું તેના જેટલોજ મોટો છું.

૭. તે બોલ્યો કે તરતજ તેણે પોતાનું શરીર ફુંકીને ઘણું મોટું કર્યું. પછી તે ઠણુઠણુ કરતો ચાલ્યો ને હસ્યો. તે મગરૂરીથી પોતાની છાતી થાબડી કહ્યું, મારા છોકરા, આના કરતાં તે વધારે મોટો હતો ?

૮. નાના દેડકાએ કહ્યું અરે વધારે મોટો, એ ખુલ્લું છે પણ જે તેણે કહ્યું તેથી ઘરડો દેડકો અચંબો પામ્યો, ને એકદમ તેણે ફરીથી પોતાના શરીરને ફુલાવીને મોટું કર્યું.

૯. તે ફુલતો ગયો ને ફુલતો ગયો ને તે સુજીને મોટો થતો ગયો. કોઇએ આવા જાડા દેડકાને કદી જોયો નહોતો. પછી તેના છોકરાની અગાડી ઉભા રહીને તેણે ઘણો શ્વાસ લીધો. શું તું ધારે છે કે તે આના કરતાં વધારે મોટો હતો.

૧૦. અરે વ્હાલા હા, તે આના કરતાં વધારે મોટો હતો, પણ મહેરબાની કરીને વધારે પ્રયત્ન કરતા નહિ મને ધાસ્તી છે કે એમ કરવાથી તમારી તંદુરસ્તી બગડશે ને મને ખાતરી છે કે તેથી તમારી જાતને નુકસાન થશે

૧૧. પણ મેં અગાડી કહ્યું તે પ્રમાણે દેડકો મગરૂર હતો ને તેણે હજી વધારે પોતાનાં શરીરને ફુલાવવાને પ્રયત્ન કર્યો, તેની ચામડી તસતસ થઇ ને તેનો ચહેરો લાલચોળ થયો, તેની આંખો ઘણી ખરી તેના માથામાંથી નીકળી પડી.

૧૨, પણ અફસોસ ! આ સૌથી ખરાબ નહોતું, તે ફુલતો ગયો ફુલતો ગયો, ફુલતો ગયો ને ફુલતો ગયો. લોકો કહે છે કે મને ખબર નથી કે આ વાર્તા સાચી છે કે નહિ. તેનું શરીર ફાટી ગયું ત્યાંસુધી તે પોતાના શરીરને ફુલાવતો ગયો.

## ૩૦ રામ અને ખીશકોલી.

૧ ઘણા વખત પહેલાં મોટા ને ભલા રાજા રામને પ્રીતીપાત્ર ખુબસુરત રાણી સીતા થઇ ગયાં. તેઓ રામના ભાઈ લક્ષ્મણ સાથે જંગલમાં એક ઝુંપડીમાં સાથે રહેતાં.

૨. એક દિવસ એક ખુબસુરત સોનાનું હરણ તેમની પાસે થઇને દોડી ગયું ને સીતાએ રામને તેને પકડીને તેની પાસે લાવવાનું કહ્યું. રામ તેની પછવાડે ગયા પણ પાછા આવ્યા નહિ. પછી લક્ષ્મણ રામને શોધવાને ગયા ને સીતાને એકલાં છોડી દીધાં.

૩. પછી રાવણ નામનો ધાતકી રાજા આવ્યો ને દક્ષિણમાં ઘણે દૂર તેના મુખ્ય શહેર લંકામાં સીતાને લઇ ગયો.

૪. જ્યારે રામ પાછા આવ્યા ને માલમ પડ્યું કે સીતા પોતાની જંગલની ઝુંપડીમાં નથી ત્યારે તેને ઘણો સંતાપ થયો ને બધા પક્ષીઓ, પશુઓ ને માછલીઓને સીતાને શોધવામાં મદદ કરવાને બોલાવ્યા.

૫. સૌથી પહેલાં જે આવી તે ખીસકોલી હતી તે વખતમાં તેની ચામડી ઉપરની રૂઆં તદ્દન સોનાં જેવા હતાં ને સૂર્યના તડકામાં પ્રકાશતા. તે હમણાં જેવી છે તેવી તે વખતે સુખી રમતીઆળ હતી. તે કુદતી કુદતી આવી રામની તરવાર પર કુદતી ચઢી બેઠી ને કહ્યું શેઠ, સીતાને શોધી કાઢવાને તમને મદદ કરવાને તૈયાર થયલી હું આ રહી.

૬. જ્યારે રામે જોયું કે એ ખીસકોલી કેવી સુંદર ને બહાદુર છે ને મને મદદ કરવાને કેવી તૈયાર છે કે ત્યારે તેને ધીમેથી થાબડી-ને કહ્યું તું એટલી બધી નાજુક ને નાની છે કે તું સીપાઈ થઇ શકશે નહિ ને ધાતકી રાજા ને તેનાં લશ્કર સાથે લડી શકશે નહિ. જંગલના ફળ ખાતી આમતેમ દોડતી ને તારી માફક બીજાને સુખી કરતી રહે.

૭. તેણે આમ કહ્યું કે તરત રામે ખીસકોલીને તેની પીઠ થાબડી ને આશીર્વાદ આપ્યો ને જ્યારે તેણે પોતાનો હાથ લઈ લીધો ત્યારે તેની આંગળીની નિશાનીઓ તેના સોનાના રૂવાંપર પડી; ને તેને તમે હમણાં પણ જોશો.

## ૩૧. આળસુ છોકરો.

૧. રંગા નામનો એક નાનો છોકરો હતો. તે ઘણો નાનો ને માત્ર ૭ વરસનો હતો. તેનો બાપા દરરોજ તેને નિશાળે મોકલતો.

૨. એક સહવારે નિશાળે જવાને બદલે તે ગામડાંની બહાર ખેતરમાં ગયો. તે ઘણી ખુશકારક સહવાર હતી. સૂર્ય પ્રકાશતો હતો ને પક્ષીઓ ગાતાં હતાં રંગાને નિશાળે જવાનું ગમ્યું નહિ તેની મરજી આખો દિવસ આમતેમ રમવાની હતી પણ તેની સાથે રમનાર કોઇ નહોતું કેમકે ગામડાના બીજા બધા છોકરા નિશાળે ગયા હતા.

૩. તેથી જે કુતરો દોડતો જતો હતો તેને તેણે બોલાવ્યો અને કહ્યું કુતરા આવ ને મારી સાથે રમ; પણ કુતરાએ જવાબ દીધો કે ના, ના, મારે આળસુ થવું ના જોઇએ; હું મારા ધણીના ઘરની ચોકી કરવાને જાઉં છું. મારે જલદીથી દોડવું જોઇએ, નહિ તો કોઇ ચોરો તેના ઘરમા પેસી જાય.

૪. પછી રંગાએ એક કાગડાને મોંમાં લાકડી સહીત જોયો અને કહ્યું, કાગડા આવ ને મારી સાથે રમ.

૫. પણ કાગડાએ કહ્યું ના, ના; મારે આળસુ થવું જોઇએ નહિ. હું મારો માળો બાંધું છું. અને વરસાદ આવે તે પહેલાં મારે આખો દિવસ કામ કરવું જોઇએ. તેથી તે કાગડો ઉડી ગયો.

૬. પછી રંગાએ કેટલીક મધમાખીને એક ફુલથી બીજા ફુલ ઉપર આમતેમ ઉડતી જોઇ, અને તેણે કહ્યું સુંદર મધમાખી, આવ ને મારી સાથે રમ.

૭. પણ મધમાખીએ કહ્યું ના, ના અમે મધ એકઠું કરીએ છીએ. હમણાંજ ફુલો કરમાઇ જશે ને અમને મધ મળી શકશે નહિ, જ્યારે અમને મધ મળે ત્યારે અમારે એકઠું કરવું જોઇએ. અમારી સાથે વાત કર નહિ. અમે એટલા બધા કામમાં છૈએ કે વાત કરવાનો અમને વખત પણ નથી.

૮. પછી રંગાએ કેટલીક કીડીને ત્યાં થઇને જતાં જોઇ. દરેક કીડી પાસે ચોખાનો દાણો હતો તે લઇ જતી હતી. તેણે કહ્યું, કીડીઓ એક મીનીટ ઉભી રહે ને મારી સાથે રમો. તમારૂં કામ પછી કરજો.

૯. પણ કીડીએ જવાબ આપ્યો, ના, ના, ખોરાક એકઠો કરવાનો આ યોગ્ય વખત છે. હમે ખોરાકનો હમણા સંગ્રહ કરીએ છીએ કે જેથી કરીને મોસમમાં જ્યારે દાણો બીલકુલ ઉગતો નથી, ત્યારે અમને ખાવાને ખોરાક મળે. અમે એક મીનીટ પણ ઉભા રહી શકીએ એમ નથી. હમણાં પણ તારી સાથે વાત કરવામાં અમે કેટલો વખત ગુમાવ્યો છે. તેથી કીડીઓ જેટલી ઝડપથી તેના નાના પગ તેને લઇ જાય તેટલી ઝડપથી પોતાના દરમા ચાલી ગઇ.

૧૦ પછી રંગાએ કહ્યું અરે ! ગામમાં મારા વગર કોઇ પણ આળસુ નથી ? શું કુતરા અને પક્ષીએ અને નાની કીડી ને મધમાખી પણ આટલી બધી ઉદ્યોગી છે ? ત્યારે મારે પણ ઉદ્યોગી થવું જોઇએ. તેથી તેનાથી બની શકે તેટલા ઝડપથી તે દોડતો નિશાળે ગયો ને મહેતાજી આવ્યા કે તરતજ ત્યાં પહોંચી ગયો.



# નોટીસ.

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે નીચે લખેલી ચોપડીઓ સુરત નાણાવટ મધ્યે શી૦ કરસનદાસ નારણદાસ બુકસેલરની દુકાનેથી મળશે.

| | |
|---|---|
| મેકમીલન ન્યુ રીડર્સ પ્રાઇમર ભાગ બીજાના મીનીંગ (તરજુમા સહીત) | ૦- ૬-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં ૧લાના ,, .... | ૦- ૮-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં ૨ ના ,, .... | ૦-૧૧-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં ૩ ના ,, .... | ૦-૧૩-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં ૪ ના ,, .... | ૧- ૦-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં ૫ ના ,, ... | ૧- ૪-૦ |
| સ્ટાર ઓફ ઇન્ડીઆ રીડર્સ બુક થર્ડ .... | ૦- ૬-૦ |
| સંસ્કૃત પ્રાઇમરની ગાઇડ.... .... .... .... | ૦-૧૨-૦ |
| ન્યુ કોર્સ પહેલાના (લોંગમેન્સ) ... .... | ૦- ૪-૦ |
| એલન ફર્સ્ટ રીડીંગ બુકના .... .... .... | ૦- ૪-૦ |
| નળાખ્યાન સટી૦ સંહીકૃત .... .... .... | ૧- ૨-૦ |
| ઇંગ્લીશ ડબુક પહેલી ... ... .... .... | ૦-૧૨-૦ |
| સેનફર્ડ અર્ટનના મીનીંગ .... .... .... | ૦-૧૨-૦ |
| ધી મોડલ સ્કુલ એરિથમેટીક .... .... .... | ૧- ૦-૦ |

એ શિવાય બીજી બધી શાળોપયોગી ચોપડીઓ તથા ન્હેલસન રીડર્સના મીનીંગો તરજુમા સહીત એ દુકાનેથી મળશે. જથાબંધ લેનારને સારૂં કમીશન આપવામાં આવશે.

---

Published by
Balubhai Karsandas Narandas Book-seller,
Nanavat—SURAT.
Printed by
Narayanrao Laxmanrao Nikum at the
SHANKER P. PRESS, Chuta Bridge—SURAT.